# બિસમિલ્લાહિર્રે રહેંમાનિર્રે રહીમ.

## અમદાવાદ ખોજા શીઆહ ઇસ્નાઅશરી હિદાયત ફંડના ટ્રસ્ટી નેમવા તથા ટ્રસ્ટડીડનો ખરડો પાસ કરવા માટે ભાવનગરમાં ભરવામાં આવેલી સભાનો અહવાલ.



ગયા માસ જમાદીઉલ અવ્વલની તા. ૧૫ મી ૪ થા ઇમામની વીલાદતના દીવસ મંગળવારના સાડા આઠ કલાકે કહાડેલાં આમંત્રણ કાર્ડ મુજબ ભાવનગરની ખોજા શીઆહ ઇસ્નાઅશરી જમાઅતના મેમબરોની એક સભા ખોજાવાડ મધ્યેના જનાબના મકાનના પેહલે મજલે "હીદાયત ફંડ" ના ટ્રસ્ટીઓ મુકરરર કરવા અને ટ્રસ્ટડીડનો ખરડો પાસ કરવા માટે શેઠ અલાદીનભાઇ દેવજીભાઇના પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી હતી, એ સભામાં ખોજા શીઆહ ઇસ્નાઅશરી આગેવાન શીવાય કેટલાંક બીજા ગ્રહસ્થો પણ હાજર હતા, તેઓમાંના કેટલાએકના નામ નીચે મુજબ.

શેઠ અલાદીનભાઈ દેવજીભાઇ, શેઠ મહમદઅલીભાઇ અબદુલઅલીભાઇ ન્યાયાધીશ, શેઠ નજરઅલીભાઇ શરીફભાઇ નાગાણી દરબારી વકીલ, વકીલ ફાજલઅલીભાઇ મહમદઅલીભાઇ, શેઠ ચાંદભાઇ નુરમાહમદ માહીમવાળા, શેઠ નુરમામદભાઇ વેલશીભાઇ, શેઠ નજરઅલીભાઇ કાસમભાઇ, શેઠ નુરમાહમદભાઇ વજીરભાઇ, શેઠ ગુલામહુસેનભાઇ શોદીભાઇ વીરમગામવાળા, શેઠ ફીદાહુસેનભાઇ ગુલામહુસેન, શેઠ સબુરભાઇ શરીફભાઇ પાટણવાળા, શેઠ અલીભાઇ બાબુલભાઇ, શેઠ જમાલભાઇ બાબુલભાઇ, શેઠ ગુલામહુસેનભાઇ માહમદભાઇ મહુવાવાળા, મુલ્લાં શમસુદીન હકીમજી, શેઠ ઇસમાઇલભાઇ વલીમાહમદ, શેઠ ભીખાભાઇ ગોપળજી, માસ્તર મણીલાલ રઘુભાઇ, શેઠ કરીમભાઇ દાવુદભાઇ શગેફ, મુલ્લા હાશમભાઇ વલીભાઇ, કવી ઇબરાહીમભાઇ જુસબભાઇ વરતેજી, ફીદાહુસેનભાઈ હાજી ઇસમાઇલ અમદાવાદવાળા, હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ અમદાવાદવાળા, શેઠ જમાલભાઇ કરીમભાઇ પટેલ, શેઠ ગુલામહુસેનભાઇ ડાયાભાઇ, શેઠ નુરમામદભાઇ ખીમજીભાઇ, શેઠ ગુલામઅલીભાઇ કરીમભાઇ, શેઠ મામદભાઇ વીરજીભાઇ, શેઠ કાસમભાઇ નુરમામદભાઇ ચમારડીવાળા વી૦

શરૂઆતમાં શેઠ મોહમદઅલીભાઈ અબદુલઅલીએ આ મેળાવડો ભરવાનું કારણ યોગ્ય શબ્દોમાં જણાવતાં કહ્યું કે આજથી ૨૦ વરસની વાત ઉપર આપણા માનવંતા મરહુમ ધણી વજુદ શેઠજી દેવજીભાઇ ગુલામહુસેનનો નેક અને ઉદાર પ્રયાસોમાં સ.ખાવત તરીકે "હીદાયત"નો હેતુ મુખ્ય હતો અને એવા એક ઉત્તમ કામને ખાતાના રીવાજ હાજત પુરતું નીભાવવા ફંડની અગત્યતાનો સવાલ એ મરહુમે જે કાળજીથી યોજ્યો

તેનુંજ આ પરીણામ આજના મેળાવડા સમક્ષ એ મરહુમ શેઠજીના લાયક પુત્ર શેઠ અલાદીનભાઇના પ્રમુખપણા નીચે અને લાયક નર હાજી ગુલામઅલી સાહેબના હાથે રજુ થતું જોઇ ઇસનાઅશરી ખોજા ભાઇઓ ખુશ થયા વગર રહેશે નહીં', એટલું કહી સલવાતના આવાજ વચ્ચે બેઠક લીધી હતી.

ત્યારબાદ પ્રમુખ સાહેબે જનાબ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલની ઓળખ અને એમની કાળજી પુર્વક સેવાના પરીણામો આ "હીદાયત ફંડ"ની સ્થાપનાની વીગત જણાવવા પછી એ "હીદાયત ફંડ" કારખાને શરીફ અને હદીસની રૂએ કેટલું આવશ્યક છે તે ઉત્તમ દલીલોથી સાબીત કર્યું હતું. ત્યારબાદ હીદાયત ફંડની સ્થાતી અને "ટ્રસ્ટડીડ"ની યોજના કહી સંભળાવવાને હાજી ગુલામઅલી સાહેબને સૂચવી પોતાની બેઠક લીધી હતી.

ત્યારબાદ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલે હીદાયત ફંડની શરૂ સ્થાપનાથી આજ સુધીની સ્થીતી અને ઉપયોગ બાબે સવીસ્તાર આંકડા રજુ કરી છેવટે કહ્યું કે આવા એક "હીદાયત ફંડ"ના ખાતાંની જે સ્થીતી દીન પરદીન તરક્કી મેળવતી જાય છે તેમા આપણા ઇસનાઅશરી સખી ગ્રહસ્થોની મદદનોજ ખરો આધાર છે, ત્યારે બેહતર છે કે તેનું એક "ટ્રસ્ટ" નીમવું કે જેથી એ ખાતું વધુ વીશ્વાસ સાથે આબાદ થઇ કેહ્યાબ થતું રહે. ત્યારબાદ કેટલુંક વીવેચન કરી મરહુમ શેઠ દેવજીભાઇની લાગણી અને શેઠ મોહમદઅલીભાઇ અબદુલઅલીની પ્રેરણાથી આજના પ્રસંગે આ ટ્રસ્ટ નીમવાની એમની ઉત્તમ સલાહ માટે આભારના શબ્દો કહ્યા હતા, અને પોતાના મીત્ર શેઠ દાઉદભાઇ પીરભાઇની આ ખાતા તરફની દીલસોઝી જાહેર કરી ચોકસ સંજોગેને લીધે તેમની ગેરહાજરીનુ કારણ જણાવી બેઠક લીધી હતી. ત્યારબાદ "ટ્રસ્ટડીડ"નો મુસદ્દો વાંચી સંભળાવ્યો હતો, જે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

ત્યારબાદ શેઠ મોહમદઅલીભાઇ અબદુલઅલીએ આ હીદાયત ફંડને "અમદાવાદ હીદાયત ફંડ"નું નામ આપવાની દરખાસ્ત રજુ કરી હતી, ને સલવાતના અવાજ વચ્ચે એકમતે પસાર કરવામાં આવી હતી. ત્યારબાદ નીચેના સાત ગ્રહસ્થોના નામ હીદાયત ફંડના ટ્રસ્ટી તરીકે તેઓએ રજુ કર્યા હતા, હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ (મેનેજર), દાઉદભાઇ પીરભાઇ (સેક્રેટરી), ફીદાહુસેનભાઇ હાજી ઇસમાઇલ, મોમના રાજેમોહમ્મદ ખુશાલભાઇ, સબુરભાઇ શરીફભાઇ, નજરઅલીભાઇ શરીફભાઇ નાથાણી, અને ફાજલઅલીભાઇ મહમદઅલી, એ નામો સ્વીકારવાની દરખાસ્ત એકમતે પસાર થઇ હતી.

ત્યારબાદ પાન ગુલાબ અને ફુલના તુરરા લઇ મેળાવડો વીસરજન થયો હતો.

# બિસ્મિલ્લાહિર્રે રહેમાનિર્રે રહીમ.

# અલ્લાહુમ્મા સૅલ્લે અૅલા મોહૅમ્મદ વ આલે મોહૅમ્મદ.

## અમદાવાદ ખોજા શીઆહ ઈસ્નાઅશરી હીદાયત ફંડનું ટ્રસ્ટડીડ.

આ દસ્તાવેજ જે જે શીઆહ ઇસ્નાઅશરી સાહેબના હાથમાં આવે તે સરવેને હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ, દાવુદભાઇ પીરભાઇ, ફાજલભાઇ મહમદઅલી, નજરઅલી શરીફભાઇ નાથાણી, રાજેમોહમ્મદ ખુશાલભાઇ, સબુરભાઇ શરીફભાઇ, તથા ફીદાહુસેન હાજી ઇસમાઇલ એ સરવે ભાવનગર તથા અમદાવાદના રહેવાશીઓ.

### સલામુન અલયકુમ કહે છે.

જત ખાસ કરીને ખોજાકોમને તથા બીજાઓને શીઆહ ઇસ્નાઅશરી હક મઝહબની હીદાયત કરવા અને તે મઝહબમાં આવેલાઓને મુસ્તકીમ કરવા, અને હીદાયતના દરેક કામ જેમકે મદરેસા વી૦ સ્થાપવા, અને મદદ કરવા માટે રાહેનજાતના અધીમતી હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલે પાચ વરસ થયા હીદાયત ફંડ જારી કર્યું છે, જેનું નામ "અમદાવાદ ખોજા શીઆહ ઇસ્નાઅશરી હીદાયત ફંડ" રાખવામાં આવ્યુછે, અને તેમાં આજ સુધીમા રૂ. ૬૭૫૮–૦–૦ અવ્યા, તેમાથી રૂ. ૪૨૫૮–૦–૦ ખરચ થયા બાકી હાલ રૂ. ૨૫૦૦–૦–૦ છે. એ ફંડ તરફથી મોઅલ્લીમો, મોલવીઓ વી૦ કેટલેક ઠેકાણે રાખવામાં આવ્યા છે, કેટલેક ઠેકાણે મદદ આપવામાં આવે છે. અને એ ફંડના રૂપીયા હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલને નામે અમદાવાદમાં મુંબઇબેંકમાં રાખવામાં આવ્યા છે.

તા. ૧૫ મી જમાદીયુલ અવ્વલ સન ૧૩૨૬ હી૦ ના રોજે ભાવનગરમાં મરહુમ શેઠ દેવજીભાઇ ગુલામહુસેને બનાવી આપેલા જનાબના મકાનમાં ખોજા શીઆહ ઇસ્નાઅસરીની એક સભા બોલાવવામાં આવી હતી.

એ સભામાં વધુ એવું ઠરાવવામાં આવ્યું છે કે મજકુર હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ, દાવુદભાઇ પીરભાઇ, ફાજલભાઇ મહમદઅલી, નજરઅલીભાઇ શરીફભાઇ નાથાણી, રાજેમોહમ્મદ ખુશાલભાઇ, સબુરભાઇ શરીફભાઇ તથા ફીદાહુસેનભાઇ હાજી ઇસમાઇલને એ ફંડના ટ્રસ્ટીઓ ઠેરાવવા, જેમાં મજકુર હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલને મેનેજર, અને મજકુર દાવુદભાઈ પીરભાઇને સેક્રેટરી નીમવા.

સદરહુ ઠરાવથી મજકુર હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ, દાવુદભાઇ પીરભાઇ ફાજલભાઇ મહમદઅલી વકીલ, નજરઅલીભાઇ શરીફભાઇ નાથાણી, રાજેમોહમ્મદ ખુશાલભાઇ, સબુરભાઇ શરીફભાઇ તથા ફીદાહુસેનભાઇ હાજી ઇસમાઇલ એ ફંડના ટ્રસ્ટીઓ મુક-

કાર કરે છે તથા કબુલ કરે છે કે સદરહુ મુજબ એ ફંડમાં વસુલ આવેલા રૂ. ૨૫૦૦ અંકે પચીસસો ઉપર તથા હવે પછી બીજી જે જે રકમો એ ફંડમાં આવે તે ઉપર ટ્રસ્ટી તરીકે તેમનો હક તથા કબજો રહેશે, અને તે ફંડની મતલબો, લાભો અને કામો જે આ નીચે જાહેર કરવામાં આવેલ છે તેની તેઓએ જણાવ્યા મુજબ સંભાળ કરશે.

૧ લી કલમ સદરહુ ફંડની જે કાંઇ પુંજી હાલ છે, તથા હવે પછી તેમાં જે કાંઇ વધારો થાય તે વધારેમાં વધારે હીફાઝતમાં રહે એવી જગ્યોએ રાખવી, અને ઉપજ થઇ શકે તો શરા વીરૂદ્ધ ન થાય એવી રીતે ઉપજ કરવી, પણ ૭ મી કલમની પેટા કલમોમાં ખરચ કરવાના ઠરાવમાં હરકત આવે નહીં એવી રીતે ઉપજ કરવી.

૨ જી કલમ તમામ નાણું વીગેરે મેનેજરના નામ ઉપર રાખવામા આવશે, અને તેને લગતા તમામ ઓચરીઆ મેનેજરના હવાલામાં રહેશે, તેમજ ફંડનું રોકડ નાણું જે હશે તે પણ મેનેજરના હવાલામાં રહેશે. એ ફંડના નાણાની વ્યવસ્થા મેનેજરના નામ ઉપર કરવામાં આવે ત્યારે એમ લખવું કે " અમદાવાદ ખોજા શીઆહ ઇસ્નાઅશરી હીદાયત ફંડના મેનેજર " પણ કોઇ વખતે કોઇ શેર વી૦ એ નામથી ચડાવવામાં અટકાયત આવે તો મેનજરે પોતાના નામે ચડાવવો, અને ખાતામા તેનો નંબર અથવા નંબરો નોંધવા.

૩ જી કલમ વળી આ ઉપરથી એમ ઠરાવવામાં આવે છે અને કબુલ કરવામાં આવે છે કે આ દસ્તાવેજના વખતે વખતના ટ્રસ્ટીઓ માત્ર પોતાના હાથમાં જે નાણું, ભંડોળ, ફંડ, મીલકત વી૦ ખરેખરી રીતે મેળવશે તેના જવાબ આપવાને તેઓ જોખમદાર રહેશે, પણ તેમણે બીજા ટ્રસ્ટીઓ હસ્તક વસુલ આવેલ કોઇ રકમ, નાણું, ભંડોળ, ફંડ અથવા મીલકતની રીતસર પહોચ આપવી જોઇએ, તે આપી હશે તોપણ તેટલા ઉપર તેને માટે તેઓ જોખમદાર રહેશે નહી, તેમજ તેઓ પોતાનાજ કામ પોતેજ વસુલ લઇને તે બાબતની આપેલી પહોંચો અને પોતેજ કરેલી બેદરકારી અને ગફલતો માટેજ જવાબદાર અથવા જોખમદાર ગણાશે, પણ એક બીજાના કામને માટે અથવા કોઇ પણ શરાફ, દલાલ વી૦ અથવા બીજા શખસ કે જેના હાથમાં ટ્રસ્ટના નાણા અથવા જામીનગીરીઓ અથવા મીલકત મુકવામાં આવી હોય તેને માટે તેઓ જોખમદાર રહેશે નહીં, તેમજ વળી તેઓ જ્યારે કોઇ મીલકત ખરીદ કરે ત્યારે તેના વેચનારના હકમાં કાંઇ ખામી હોવાને માટે અથવા તે મીલકતના દસ્તાવેજ લખાવી લેવામાં અથવા તેની કીમતમાં થયેલ કસુરને માટે અથવા બીજી કાંઇ પણ ખોટને માટે જો તે કામ તેઓની પોતાની ઇરાદાપુર્વક કરેલી બેદરકારી અથવા ગફલતથી થયું નહીં હશે તો તેઓ જોખમદાર રહેશે નહીં.

૪ થી કલમ સદરહુ ફંડની પુંજી અને મીલકત ઉપર જે વખતે જે ટ્રસ્ટીઓ હોય તેમને આ દસ્તાવેજથી જે સત્તા અને ઇખ્તીયાર આપવામાં આવેલ છે તે શીવાય તેમનો ખાનગી માલેકી હક કોઇ પણ થનાર નથી, તેમ તેઓ જે કામ કરે તે બદલ ફંડમાંથી અથવા તેની પેદાશમાંથી તેમજ કાંઇ રકમ મેહનત બદલ અથવા

ઇનામ તરીકે આપવામાં નહીં આવે, ફકત ખાસ ખુદાની ખુશી માટે કાંઇ લવાજમ લીધા વીના કામ કરવાનું છે. તેમજ જે શખસોએ જેજે રકમ અથવા મકાન અથવા કાઇ મીલકત વીગેરે આ ફંડમાં આપેલ હોય અથવા ભરી હોય અથવા હવે પછી ભરે અથવા આપે તે શખસોને તે રકમ અથવા રકમો તેમજ મકાન અથવા મીલકત વીગેરે ઉપર કોઇ જાતનો હક નથી, તેમજ તેમના વારસોનો કે લેણદારોનો કશો હક નથી.

૫ મી કલમ આ ફંડના સંબંધમાં જે કાંઇ ખર્ચ ટ્રસ્ટીઓની સભામાં ઠરાવ થવા પ્રમાણે કરવો પડશે તે આ ફંડમાંથી આપવમાં આવશે.

૬ ઠ્ઠી કલમ સદરહુ ફંડ ખાતાનાં શેર મીલકત વી૦ કાઇ લેવા વેચવા વીગેરેનું કામ ટ્રસ્ટીઓના ઠરાવ પ્રમાણે મેનેજર કરશે, અથવા મેનેજરના લેખીત હુકમથી સેક્રેટરી કરશે.

૭ મી કલમ સદરહુ ફંડમાં જે કાંઇ રકમ હાલ છે અને હવે પછી જે કાંઇ આવે તેમાથી અથવા પેદાશ થવા જેટલી રકમ હોય તો પેદાશમાંથી તથા મુળ રકમમાથી નીચે મુજબ ખરચ કરવો.

( ૧ ) આ ફંડમાં ઓછમાં ઓછા પાંચસો રૂપીયા હોય તો દર મહીને પચીશ રૂપીયાનો ખરચ રાખવો.

( ૨ ) આ ફંડમાં એક હજાર રૂપીયા હોય તો દર મહીને પચાસ રૂપીયાનો ખરચ રાખવો.

( ૩ ) આ ફડમાં એક હજારથી રકમ વધારે થાય તો દર પાંચસોએ પચીસ રૂપીયાનો ખરચ વધારે રાખવો, તે આશરે પાંચ હજાર રૂપીયા થાય ત્યાં સુધી, પણ પાચ હજાર પુરા થાય તો તે તમામ રકમ ત્રણ વરસ સુધી પહોચે એ હીસાબે ખરચ રાખવો.

( ૪ ) પાચ હજારથી રકમ વધે તો દર પાંચસોએ દર મહીને પચીશ રૂપીયાનો વધારે ખરચ રાખવો, એટલે સુધી કે જ્યારે દસ હજાર થાય ત્યારે એ રકમ પાચ વરસ સુધી પહોચે એટલો ખરચ રાખવો.

( ૫ ) જ્યારે દસ હજારથી વધે ત્યારે દર પાચશોએ દર મહીને પચીશ રૂપીયાનો ખરચ વધારે રાખવો, એટલે સુધી કે જ્યારે વીશ હજાર રૂપીયા થાય તો એ રકમ સાત વરસ સુધી ચાલે એટલો ખરચ રાખવો.

( ૬ ) વીશ હજારથી પણ વધારે રકમ થાય તો દર પાંચસો રૂપીયે દર મહીને પચીશ રૂપીયાનો વધારે ખરચ રાખવો, એટલે સુધી કે ત્રીશ હજાર રૂપીયા થાય તો એ તમામ રકમ દસ વરસ ચાલે એટલો ખરચ રાખવો.

( ૭ ) જ્યારે ત્રીશ હજારથી પણ વધારે રકમ થાય ત્યારે દર પાંચસોએ દર મહીને પચીશ રૂપીયા વધારે ખરચ રાખવો, પણ ચાળીસ હજાર રૂપીયા થાય તો તમામ રકમ બાર વરસ પહોચે એટલો ખરચ રાખવો.

( ૮ ) જ્યારે ચાળીશ હજારથી વધી ત્યારે દરે પાંચસોએ દર મહીને પચીશ રૂપીઆ ખરચ વધારે રાખવો, એટલે સુધી કે પચાસ હજાર પુરા થાય ત્યારેએ તમામ રકમ ચઉદ વરસ પહોંચે એટલો ખરચ રાખવો.

( ૯ ) ખુદાની મેહરબાનીની અને ચઉદ માઅસુમ અ૦ ના સદકાથી અને સખી બીરાદરોની હીમ્મતથી જ્યારે પચાસ હજારથી પણ વધારે રકમ થાય ત્યારે ખરચ પણ વધારે રાખવો, મતલબ એકે ચઉદ વરસ સુધી પહોંચે એટલો ખરચ રાખવો, ચઉદ વરસથી વધારે ચાલે એટલો ખરચ રાખવો નહીં.

( ૧૦ ) ઉપરની નવમી પેટા કલમમાં ચઉદ વરસ ચાલે તેટલો ખરચ રાખવો વધારે ચાલે તેમ કરવું નહીં એમ આવ્યું પણ કોઇ બીરાદર અથવા બીરાદરો એકી વખતે એટલી રકમ આપે કે ફંડની રકમમાં મેળવતાં પંચોતેર હજાર રૂપીઆ સુધી થાય તો એ તમામ રકમ સત્તર વરસ ચાલે એટલો ખરચ રાખવો, અને તે પછી પણ એટલી રકમ આવે કે ફંડની રકમ અને મીલકત વી૦ મળીને એક લાખ રૂપીઓ થાય તે વખતે એ સત્તર વરસની મુદતને વધારીને એક લાખ રૂપીઆ વીશ વરસ સુધી પહોચે એટલો ખરચ રાખવો, તે પછી પણ રકમ વધતી જાય તો એટલો વધારે ખરચ રાખવો કે તમામ રકમ વીશ વરસ પહોંચે.

( ૧૧ ) જ્યારે આ ફંડમાં લાખ રૂપીઆ અથવા લાખથી વધારે હોય તેવા વખતમાં કોઇ બીરાદર અને બીરાદરો એકી વખતે પચીશ હજાર અથવા તેથી વધારે આપે તો દર પચીશ હજાર બે વરસ ચાલે એટલો વધારે ખરચ રાખવો, અને મુદતના ફકત બે વરસ વધારવા.

( ૧૨ ) ઉપરની અગીયારમી કલમને અનુસરીને જેટલી રકમ વધારે આવે તે દર પચીશ હજારે બબ્બે વરસની મુદત વધારવી, જેમકે ફંડમાં લાખ રૂપીઆ હોય અને પચીશ હજાર રૂપીઆ કોઇ આપે તો સવા લાખ રૂપીઆ બાવીશ વરસ સુધી પહોંચે એટલો ખરચ રાખવો, અને પચાસ હજાર આપે તો દોઢ લાખ રૂપીઆ ચોવીશ વરસ પહોંચે એટલો ખરચ રાખવો, કુલ બે લાખ થાય તો અઠ્ઠાવીશ વરસમાં બે લાખ પુરા થાય એટલો ખરચ રાખવો ઇત્યાદી.

૮ મી કલમ આ ફંડમાં એમ પણ ઠરાવવામાં આવ્યું છે કે અગર કોઇ બીરાદર અમુક રકમ એવી શરતે આપે કે એ રકમ ટુંક મુદતમાં હીદાયતના કામમાં વાપરી નાખવી તો એમ પણ કરવામાં આવશે, પણ એવી રકમ બાર મહીનાથી વધારે મુદત પહોંચાડવાની હશે તો હીદાયત ફંડમાં જમે કરવામાં આવશે, અને કોઇ અમુક રકમ અથવા મકાન અથવા મીલકત એવી શરતે આપે કે મુળ રકમ કાયમ રાખીને તેના નફામાંથી હીદાયતના કામમાં વાપરવી તો તેમ પણ કરવામાં આવશે, પણ તેના માટે શરત છે કે એ રકમ પાંચસોથી વધારે હોવી જોઇએ, તેમજ મકાન અથવા મીલકતની કીંમત પાંચસોથી વધારે હોવી જોઇએ, પણ એથી ઓછી રકમ લેવામાં

નહીં આવે, અને એ રકમ અથવા મકાન અથવા મીલકતની ઉપજ કરીને તેના નફામાંથી હીદાયતના કામમાં વાપરવામાં આવશે.

૯ મી કલમ આ ફંડ ખાસ ખોજા કોમની હીદાયત માટે છે તો પણ બીજી કોમને હીદાયત કરવા માટે મદદ આપવા માટે છુટ છે, પેહલો હક ખોજા કોમનો છે, અને તેઓની હીદાયત માટે વધારે રકમ વાપરવામાં આવશે, પણ ફંડમાં રકમ વધારે થઇ અને ખોજા કોમમાં વધારે રકમ વાપરવાનો જોગ ન હોય, જેમકે કોઇ લાયક મોઅ-લ્લીમ મળે નહીં, અથવા લોકો મોઅલ્લીમ ચાહે નહીં વી૦ વખતે બીજા શીઆહ ઇસ્નાઅશરીઓને મદદ કરવી, અને ૭ મી કલમની પેટા કલમો મુજબ બરાબર નાણું ખરચતા રહેવું.

૧૦ મી કલમ આ ફંડ ખાસ હીદાયત માટે છે, તેથી ગુમરાહોને હીદાયત કરવામાં નાણું વધારે વાપરવામાં આવશે, તે પછી મદરેસો, તે પછી હીદાયતને લગતી અને ઇલ્મેદીનને તરક્કી થવાની બાબતમાં નાણું વાપરવું.

૧૧ મી કલમ ખુદા ન કરે અને કોઇ વખતે ખરચ ઘટાડવો પડે તો જ્યાં ઓછી જરૂરત હોય એવી જગ્યેનો ખરચ ઓછો કરવો.

૧૨ મી કલમ જ્યારે ફંડમાં પાંચ હજાર રૂપીયાથી વધારે થાય ત્યારે નીચેની બાબતોમાં પણ નાણું વાપરવું.

( ૧ ) અગર કોઇ હીંદુ અથવા શીઆહ ઇસ્નાઅશરી શીવાય બીજો મઝહબ પાળનાર અગર શીઆહ ઇસ્નાઅશરી મઝહબ સ્વીકારે અને તે ઇલમવાળો અને હુશીયાર હોય તો બનતા સુધી તેને આ ખાતામાં રાખવો, અને અગર નોકરીને લાયક ન હોય અને ગરીબ સ્થીતીનો હોય તો ધંધા માટે પાંચથી પદર રૂપીયા સુધી મદદ કરવી.

( ૨ ) ગરીબ બે છોકરાઓને ખોરાકી પોશાકી આપીને ત્રણ વરસ સુધી ઇલ્મે-દીન શીખવવું.

( ૩ ) લાયક છોકરો કુરઆને શરીફ ખતમ કરેલ હોય, અને ઉરદુ થોડું શીખ્યો હોય તેવા દસ જણને મહીને પાંચ રૂપીયા સુધી આપીને ઇલ્મેદીન શીખવવું.

( ૪ ) કોઇ મોલવી થવા ચાહે અને ઉરદુ ફારસી થોડું જાણતો હોય તો એવા બે જણને પાંચ વરસ સુધી દસ રૂપીયાના મહીના સુધી આપવા.

૧૩ મી કલમ આ ફંડમાં દસ હજાર રૂપીયા હોય તે વખતે એવા ઓરતો તેમજ યતીમ બચ્ચા અને તદન અશક્ત ઓરત મરદને નીચેની શરતે મદદ કરવી,

( ૧ ) મજકુર શખ્સો, વલીઓ, ઓરતો કોઇ ધંધો કરી શકતા ન હોય અને બહુજ તંગ હાલતમાં હોય તો હમેશા મસાએલ વી૦ જબાની યાદકરે તો દસ જણને ચાર રૂપીયાના મહીના સુધી આપવા.

( ૨ ) શક્તીવાન થાય ત્યારે પગાર બંધ કરવો.

૧૪ મી કલમ હીદાયત માટે મોઅલ્લીમો ફરે તેઓને ખરચ નીચેની શરતે આપ

( ૧ ) રસ્તાનું રેલ ભાડું અથવા ગાડી ભાડું, ભાતું, હમ્માલી.

( ૨ ) એ તમામ ખરચ સાધારણ આપવો, રેલનું ભાડું ત્રીજા કલાસનું આપવું.

૨૫ ઓ કલમ ફંડમાં પચીસ હજાર અથવા તેથી વધારે થાય તો એક મોલવી અથવા હુશીઆર શખસને ઇન્સ્પેકટર તરીકે રાખવો કે તે તમામ મદરેસા વગેરેની તપાસ કરે, ઇમતેહાન લાએ.

૨૬ ઓ કલમ કોઇ ટ્રસ્ટી મદરેસા વીગેરેની તપાસ કરવા જાય, અથવા પોતે વાએઝ કરી જાણતો હોય અને કોઇ મેલાવડા વીગેરેમા વાએઝો માટે જવુ પડે તો તેને ફર્સ્ટ સેકંડ કલાસનો રેલ કે ગાડી વીગેરેનો ખરચ આપવામા આવશે, પણ મેહનત બદલ કાંઇ આપવામા નહીં આવે.

૨૭ ઓ કલમ આ ફંડના મોઅલ્લીમો માટે નીચે મુજબ શરતો રાખવામાં આવી છે તેને અનુસરીને ચાલવું જોશે.

( ૧ ) જે પગાર ઠરાવ્યો હોય તેનાજ ઉપર કેનાઅત કરવી, ઇદ વીગેરે ટાંકણે કોઇ કોઇ ખુશીથી આપે તો લેવું, પણ કોઇ જાતનો કર રાખવો નહી.

( ૨ ) કોઇ મોઅલ્લીમને નીકાહ પડવવા કે કોઇ મેલાવડામા જવું પડે તો બોલાવનાર જવા આવવાનો ખરચ આપે તો મેનેજરની રજા મગાવીને જવું

( ૩ ) નીકાહ પડાવનાર અથવા મેળાવડામાં બોલાવનાર કોઇ રોકડુ આપે તો પોતાના લાગેલા દીવસોનો પોતાના પગાર તથા ખરચ જેટલી અથવા તો તેથી ઓછી રકમ હોય તો હીદાયત ફંડમાં જમે કરાવે, અને પોતાના પગાર અને ખરચ કરતાં વધારે રકમ હોય તો તે મરજી પડે તો હીદાયત ફંડમા જમે કરાવે અથવા પોતે રાખે, જેમકે કોઇનો ત્રીસ રૂપીયાનો પગાર હોય તે મેલાવડામા જાય, મેળાવડામા જવાને આવતા દસ દીવસ થયા, અને પાંચ રૂપીના ખરચ થયા હવે ત્યથી કુલ પંદર રૂપીયા મળે તો દસ રૂપીયા પગારના અને પાંચ રૂપીઆ ખરચના મળી પંદર થયા, તથા તે રકમ હીદાયત ફંડમા જમા કરાવે, પણ વીસ મળે તો વધારાના પાંચ રૂપીયા માટે તેને ઇખ્તીયાર છે, તેમજ કાંઇ કપડુ કે ચીજ મળે તો તે પોતે રાખે.

( ૪ ) આ ફંડના ટ્રસ્ટીને આ ફંડમા નોકર રાખવામાં નહીં આવે, અને અગર નોકર રાખવાની જરૂર પડે અને તે રહેવા ખુશી હોય તો ટ્રસ્ટમાથી રાજીનામુ આપ્યા પછી રાખવો, તેમજ આ ફંડના અથવા બાજા કોઇ મદરેસાના નોકરને ટ્રસ્ટીમાં દાખલ કરવામા નહીં આવે, હા આ ફંડની અથવા બીજા મદરેસાની નોકરી મુકી આપવા પછી તે ટરસ્ટી થવાને લાયક હોય અને જગો ખાલી હોય અને વધુમતે પાસ થાય તો ટરસ્ટી થઇ શકશે.

૨૮ ઓ કલમ વખતો વખતના ટરસ્ટીઓ, ઉપર જણાવેલાં રીતે જે નાણું, ઓચરીયા વી૦ રાખશે, તથા એ ફંડમા [illegible]તા નાણા લેશે, તથા ઉપર મુજબ ખરચ કરશે તેનો છુટતો હીસાબ રાખશે તે હીસાબ આગલા ઝીલહજ માસની આખરી સુધીનો દર વરસે તે પછીના રબીઉલ અવ્વલ મહીના સુધીમાં છપાવી બાહેર પાડશે.

૧૯ મી કલમ જેણે આ ફંડમા એકીવખતે અથવા કેટલીક વખત થઈને દસ રૂપીયા અથવા વધારે આ ફંડમાં ભર્યા હશે તેઓને તમામ હીસાબ ઓફીસના કામકાજના કોઈ પણ વખતે તપાસવા માટે મેનેજરને અથવા સેક્રેટરીને એક અઠવાડીઆ અગાઉ ખબર આપેથી તપાસવા દેવામા આવશે.

૨૦ મી કલમ આ ફંડ હમેશાને માટે ખુલ્લુ રાખવામાં આવેલ છે. કોઈ પણ શખસ અથવા શખસો આ ફંડમાં મરજી મુજબ રકમ ભરી શકશે અથવા કોઈ પણ મીલકત આપી શકશે.

૨૧ મી કલમ આ ફંડના ટરસ્ટીઓ હમેશા ખોજા શીઆહ ઇસ્નાઅશરી ઉસુલી પોખ્ત ઉમરના લાયક હોવા જોઇએ, અને હાલ આમા એક ટરસ્ટી રાજેમોહમ્મદભાઈ ખુશાલભાઈ જાતે મોમેન શીઆહ ઇસ્નાઅશરી છે તેઓ ઘણાજ લાયક અને હીદાયત ફંડ શુરૂ કરાવનાર છે તેથી આગ્રહ કરીને તેઓને નેમ્યા છે, અને ટરસ્ટીઓની સંખ્યા પાંચથી ઓછી અને સાતથી વધારે હોવી જોઇએ નહીં.

૨૨ મી કલમ મજકુર ટરસ્ટીઓમાથી અથવા તેઓ પછી થતા ટરસ્ટીઓમાથી કોઈ પણ ટરસ્ટી મરણ પામે, રાજીનામું આપે, અથવા નાલાયક થઈ પડે, અથવા કામ ચલાવવામા અશક્ત માલુમ પડે તો તેવી રીતે ખાલી પડેલી જગ્યા ઉપર બાકીના ટરસ્ટીઓએ એક અથવા વધુમતે બીજા કોઈ લાયક શખસને નીમે, અને તે નીમની વખતે અથવા નીમવાની દરમીયાન કોઈ કામ માટ ચાર અથવા છ ટરસ્ટીમાં બણે અથવા ત્રણ ત્રણ ટરસ્ટી મળી બેમત થાય તો જે પક્ષમા મેનેજર હોય તે મત મુજબ અમલ થશે એટલે મેનેજરના બેમત ગણાશે.

૨૩ મી કલમ ટરસ્ટી મેનેજરની જગ્યા કોઈ પણ કારણથી ખાલી પડે તો મરહુમ હાજી ઇસમાઇલ રહીમના વંશના લાયક શખ્સની એ મુક્ત થયેલા મેનેજરની જગોએ નીમણુંક કરવામાં આવશે.

૨૪ મી કલમ આ ફંડમા એકીવખતે અથવા કેટલીક વખત થઈને દસ રૂપીયા ભરનાર શખસ.માંથીજ ટરસ્ટીની જગ્યાએ નીમણુંક કરી શકાશે, કોઈ શખ્સના હૈયાત હોય રહેલા અથવા ગુજરેલા વડીલના નામથી સદરહુ મુજબ રકમ ભરાયેલી હશે તે પણ એ શખસે તે રૂપીયા ભર્યા છે એમ ગણી તેને ટરસ્ટી તરીકે દાખલ કરી શકાશે.

૨૫ મી કલમ ટરસ્ટી સેક્રેટરીની જગ્યા ખાલી પડતા એક નવા ટરસ્ટીની નેમણુંક કરીને ટરસ્ટીઓના એક અથવા વધતા મતે મુકત થનાર સેક્રેટરીની જગ્યાએ કોઈ પણ ટરસ્ટીને ઠરાવવામા આવશે.

૨૬ મી કલમ ટરસ્ટીઓની મીટીગ સેક્રેટરી મેનેજરના હુકમથી અને મેનેજરની ગેરહાજરીમાં પોતાના હુકમથી બોલાવશે, જેમા ઓછામાં ઓછા ત્રણ ટરસ્ટીઓ હાજર હશે તો સભાનું સાધારણ કામ ચાલી શકશે, અને તે તેઓએ કરેલું કામ કાયદાસર ગણાશે, પણ કોઈ ટરસ્ટીને રદ કરવો અથવા કોઈ મીલકત લેવી, વેચવી અથવા પચાસ રૂપીયાથી વધારે એકીવખતે અથવા માસીક ખરચ કરવો અથવા કોઈ મીલ

કત અથવા મકાન બક્ષીશ આપે તો કેવી શરતે લેવું એવા કામ માટે તમામ ટરસ્ટીઓની સભા થવી જુવે, અથવા જરૂરતને વખતે એક બે હાજર ન હોય તો તેઓનો લેખીત મત મંગાવવો.

૨૭ મી કલમ આ ફંડના મેનેજર અને મેનેજરની ગેરહાજરીમાં સેક્રેટરીને દર મહીને ખરચ થતી રકમના પ્રમાણમાં સેંકડે પંદર રૂપીયા સુધીની રકમ જરૂર જણાય તો પોતાની સત્તાથી ઉપર જણાવેલા કામોમાં વાપરી શકશે, જેમકે હીદાયત ફંડનો ખરચ દર મહીને દોઢસો રૂપીયાનો હોય તો સાડી બાવીશ રૂપીયા, અને ત્રણસોનો ખરચ હોય તો પીસતાળીશ રૂપીયા એ કામમાં વાપરી શકે ઇત્યાદી.

૨૮ મી કલમ એક મોઅલ્લીમ છ મહીનાની દરમીયાન રાખવો અથવા રજા આપવી અથવા પગાર વધારવો તો મેનેજર અને મેનેજરની ગેરહાજરીમાં સેક્રેટરી પોતાની સત્તાથી એ કામ કરશે, અને જરૂર જણાશે તો ટરસ્ટીઓની મીટીંગ કરશે, પણ છ મહીનાની અંદર એકથી વધારે મોઅલ્લીમ રાખવા અથવા એકથી વધારેને રજા આપવી તો તમામ ટરસ્ટીઓની મીટીંગ કરીને એકમતે અથવા વધુમતે કામ કરવું.

૨૯ મી કલમ કોઇ પણ વખતે ટરસ્ટીઓની સંખ્યા પાંચથી ઓછી થાય, અને હયાત ટરસ્ટીઓ નવો ટરસ્ટી અથવા ટરસ્ટીઓ નીમવામાં નીષ્ફળ થાય અથવા નીમવાની કસુર કરે તો સદરહુ ફંડમાં જેણે ઓછામાં ઓછી દસ રૂપીયાની રકમ એકીવખતે ભરી હોય તેવા પાંચ શખસોએ બાકીના ટરસ્ટી અથવા ટરસ્ટીઓને રજીસ્ટર કરીને નોટીસ આપવી કે બાકીના ટરસ્ટીઓ નેમે, અને અગર એ નોટીસ પહોંચ્યાથી એક મહીનાની અંદર બાકીના ટરસ્ટી અથવા ટરસ્ટીઓ નેમે નહીં તો આ ફંડમાં ઓછામાં ઓછી પાંચ રૂપીયા સુધી રકમ ભરી હોય એવા ચાળીશ સાહેબો ભેગા થઇ બાકીના તુટતા ટરસ્ટી અથવા ટરસ્ટીઓ નેમે.

૩૦ મી કલમ આ દસ્તાવેજની રૂએ જ્યારે નવો ટરસ્ટી અથવા નવા ટરસ્ટીઓ નીમાય, અથવા ટરસ્ટી મેનેજર નીમાય, અથવા ટરસ્ટી સેક્રેટરી નીમાય ત્યારે ટરસ્ટના નાણા, શેર, લોન, મીલકતના દસ્તાવેજો વીગેરે ઓચરીયા તથા મીલકત તથા ફંડ ખાતાની સ્થાવર જંગમ તમામ મીલકત જે તે વખતે ટરસ્ટની રૂએ ટરસ્ટીઓના હાથમાં હોય તો તે જેમ બને તેમ જલદીથી તમામ બાબતો અને હીસાબ વીગેરે બતાવે, અને ટરસ્ટી મેનેજર નવો નેમે તો તેના નામ ઉપર આ ફંડના ખરચે તમામ ચીજો ચડાવી આપે અને સ્વાધીન કરે, કે જેથી તે કાયદેસર અને અસરકારક રીતે અમલ કરી શકે, અને નવો ટરસ્ટી તથા ટરસ્ટીઓ તેમજ મેનેજર, સેક્રેટરી મજકુર ટરસ્ટમાં ફરમાવ્યા મુજબ કામ ચલાવવાને હકદાર છે, અને કોઇ ટરસ્ટી નાલાયક થાય અથવા આ ફંડને નુકશાન કરતા માલુમ પડે, અથવા બીજો મજહબ ઇખતીયાર કરે તો ટરસ્ટીઓ ઉપરાત બીજા વીસ દીનદાર આબરૂદાર મોઅમીનોને બોલાવીને મીટીંગ કરીને વધુમતે અથવા એકમતે તેને રદ કરવો.

મી કલમ આ ટરસ્ટ માટે એક ખાસ કાયદો એ પણ રાખવામાં આવ્યો છે કે

આ ટ્રસ્ટના હાલના મેનેજર હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ જ્યાં સુધી હયાત છે ત્યાં સુધી તેને ઇખતીયાર છે કે આ ટ્રસ્ટમાં કાંઇ ફેરફાર કરવો ધારે ત્યારે ટ્રસ્ટીઓની મીટીંગ ભેગી કરીને સર્વાનુમતે અથવા વધુમતે ફેરફાર કરી તે પછીના વાર્ષીક હીસાબના રીપોર્ટમાં છપાવેને જાહેર કરે.

૩૨ મી કલમ આ ફંડના નાણાની કાંઇ ઉપજ કરવામાં આવે તે ઉપજ વાર્ષીક ખર્ચ કરતાં વધારે થાય તો તે વધારામાંથી ખુમ્સ કાઢી હકદારને આપવું, અગરચે આ ફંડને ખુમ્સ લાગુ પડવું મુશકોલ છે તો પણ વખતે કોઇ મોટી રકમ એવી શરતે આપે કે તેના નફામાથી ખરચ કરવો તો કોઇ વખતે જે વરસનો નફો વાપરતાં કાંઇ વધે તો ખુમ્સ કાઢવું.

(સહીઓ.)

૧ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલની સહી દા. પોતાના.

(સાક્ષીઓ.)

અંદર જણાવેલા હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ, દાવુદભાઇ પીરભાઇ, નજરઅલી શરીફભાઇ નાથાણી, વકીલ ફાજલઅલી મહમદઅલી, સબુરભાઇ શરીફભાઇ, મોમના રાજે મોહમ્મદ ખુશાલભાઇ, અને ફીદાહુસેન હાજી ઇસમાઇલે નીચે સાક્ષીઓ કરનારાઓની રૂબરૂ સહીઓ કરી છે.

ખોજા રજબઅલી ભાણજીની શાખ દા. પોતે.
ખોજા મહમદઅલી હાજી ગુલામઅલીની શાખ દા. પોતાના.

૧ દાઉદ પીરભાઇની સહી દા. પોતે.
૧ નજરઅલી શરીફ નાથાણી.
૧ વકીલ ફાજલઅલી મહમદઅલીની સહી દા. પોતાના.
ભાવનગર તા. ૨૦-૧૦-૧૯૦૮.

નજરઅલી કાશમભાઇની શાખ દા. પોતે.
તા. ૨૦-૧૦-૧૯૦૮.
ફીદાહુસેન ગુલામહુસેનની શાખ દા. પોતાના.
તા. ૨૦-૧૦-૧૯૦૮.

૧ સબુરભાઇ શરીફભાઇ સહી દા. પોતે.
પાટણ તા. ૫-૧૧-૧૯૦૮.

ખોજા કાળુખાનની શાખ દા. પોતે.
તા. ૫-૧૧-૦૮.
ખોજા ઇબરામભાઇ સબુરભાઇની શાખ દા. પોતે.

૧ મોમના રાજેમહમદ ખુશાલભાઇ સહી દા. પોતે.
અમદાવાદ તા. ૯-૧૧-૧૯૦૮.
૧ ફીદાહુસેન હાજી ઇસમાઇલની સહી.
તા. ૧૯-૧૧-૧૯૦૮.

ખોજા રજબઅલી ભાણજીની શાખ દા. પોતાના.
ખોજા મહમદઅલી હાજી ગુલામઅલીની શાખ દા. પોતે.

# અમદાવાદ ખોજા શીઆહ ઇસ્નાઅશરી "હીદાયત ફંડ" માં આવેલી અને વાપરેલી રકમોની ટુંક યાદી.

આએ ફંડ સંવત ૧૯૫૮ ની આખરીમાં જારી કર્યું, જેમાં સરવેથી પહેલે રૂા. ૬૦) આ ફંડના ટ્રસ્ટી મી૦ હાજીમોહુમ્મદભાઇ ખુશાલભાઇએ આપ્યા, તે પછી બીરાદરો રકમો મોકલતા ગયા કે જેની પહોંચ વીગત સાથે દર મહીને આજ સુધી રાહેનજાતમાં આપવામાં આવી છે તેમજ તેનો હીસાબ પણ રાહેનજાતમાં છાપવામાં આવેલ છે, અને હ૦ હવેથી દર મહીને રાહેનજાતમાં પહોચ છાપીશું, અને હીદાયત ફંડની છાપેલી રીસીટ પણ પોસ્ટ મારફતે મોકલીશુ, અને દર વરસે વીગત સાથે હીસાબ અને નાણુ ભરનારના, યાદી તરીકે તમામ નામ હીસાબના ચોપાન્યામાં પણ બાહેર પાડીશુ

સંવત ૧૯૫૯ની શુરૂઆતથી તે ૧૯૬૪ ની આખરી સુધીમાં આવેલી તથા વાપરેલી રકમના આંકડા.

| જ | ઉ |
|---|---|
| ૪૧૩॥≈॥ સંવત ૧૯૫૯ ની સાલમાં આવ્યા. | ૧૯૭॥≈। સંવત ૧૯૫૯ ની સાલમાં વપરાણા. |
| ૪૪૫। સંવત ૧૯૬૦ ની સાલમાં આવ્યા. | ૨૫૮।≈। સંવત ૧૯૬૦ ની સાલમા વપરાણા. |
| ૬૬૭≈॥। સંવત ૧૯૬૧ ની સાલમાં આવ્યા. | ૨૯૮।≈॥ સંવત ૧૯૬૧ ની સાલમાં વપરાણા. |
| ૨૧૬૮॥૦॥ સંવત ૧૯૬૨ ની સાલમાં આવ્યા. | ૬૭૧॥≈॥ સંવત ૧૯૬૨ ની સાલમાં વપરાણા. |
| ૨૨૨૭≈॥ સંવત ૧૯૬૩ ની સાલમાં આવ્યા. | ૧૫૬૩॥~ સંવત ૧૯૬૩ ની સાલમાં વપરાણા. |
| ૧૫૫૩॥≈। સંવત ૧૯૬૪ ની સાલમાં આવ્યા. | ૧૭૯૮॥~॥। સં. ૧૯૬૪ની સાલમાં વપરાણા. |
| ૭૪૭૬।≈। | ૪૭૮૫॥~। |
| | ૨૬૯૦॥~ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલે પોતાના ખાતામાં મુંબઇ બેંકમા રાખેલ છે. |
| | ૭૪૭૬।≈॥ |

આએ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ મુકરરર કરવનો મેલાવડો ગયા જમાદીઉલ અવ્વલ મહીનામાં થયો હતો તે વખત સુધીના ફંડમાં રૂા. ૬૭૫૮) આવેલા અને રૂા. ૪૨૫૮) ખરચ થયેલા અને બાકી સીલક રૂા. ૨૫૦૦) હતા, જેમકે એ આંકડા આ ટ્રસ્ટના શુરૂઆતના લખાણમાં જાહેર કરેલ છે, અને આ ઉપરનો હીસાબ આ "ટ્રસ્ટડીડ" છપાણુ તે વખતે સંવત ૧૯૬૪ ના આશો વદી ૩૦ સુધીનો હીસાબ લખ્યો છે, અને જાનેવારી સન ૧૯૦૯ થી "હીદાયત ફંડ"ની રકમ હીદાયત ફંડના નામથી તેના મેનેજર હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલને નામે મુંબઇ બેંકમાં રાખવામાં આવશે.

આએ ફંડમાં શુરૂઆતમાં આશરે રૂપીયા બસો ભરાણા ત્યારે દર મહીને રૂપીયા ૨॥ ખરચ રાખેલો, અને તે પછી જેમ જેમ રકમ વધારે થતી ગઇ તેમ તેમ ખરચ

ઉ૪૨૫



પણ વધારતા ગયા એટલે સુધી કે વીશથી ચાળીશ, અને ચાળીશથી સાઠ, અને સાઠથી પોણોસો, અને પોણોસોથી સવાસો, અને છેલ્લે માસીક ખરચ રૂપીઆ હોઢસો સુધી ર.૫ચો છે, અને હાલ નીચે મુજબ માસીક ખરચ છે.

૨૭ ભોજપરામાં મુકામ રાખી કાઠીઆવાડમાં આજુબાજુના ગામોમાં હીદાયત માટે ફરનાર મોઅલ્લીમનો પગાર રૂ ૨૦) અને આશરે રૂા. ૭) બહાર ગામો જવા આવવા માટે ખરચના.

૨૫ કરાંચી મુકામ રાખી સીંધમાં ચારે તરફ હીદાયત માટે ફરનાર સાહેબના ફક્ત ખરચ માટે રૂા. ૨૫) અને તેઓ પગાર લેતા નથી.

૧૮ ખુંટવડાના મોઅલ્લીમના પગારના.

૧૬ અમદાવાદમાં ખોજાઓ તથા મોમનાઓમાં બે જગ્યાએ મોઅલ્લીમ પડે છે તેના પગારના રૂા ૧૨) તથા મદરેસાનું ભાડું તથા તેલબત્તીના ખરચના રૂા. ૪)

૧૦ મોરપુરઅટોદરાના મોઅલ્લીમ અને પેશનમાઝના પગારમાં મદદ.

૧૦ કચ્છમાંડવીના મોઅલ્લીમના પગારમાં મદદ.

૧૦ રાજુલાના મોઅલ્લીમના પગારમાં મદદ.

૧૦ કોડીનારના મદરેસાના મોઅલ્લીમના પગારના.

૭ વીંજપડીના મદરેસાના મોઅલ્લીમના પગારમાં મદદ.

૫ વીરમગામના મદરેસાના મોઅલ્લીમના પગારમા મદદ.

૫ ખંભાતમાં હીદાયતની મજલીસ દર જુમેરાતે થાય છે તેના ખરચના માસીક રૂ. ૫)

૨ મોઅલ્લીમોને પગાર મોકલવાના મનીઓરડર વી૦ ના આશરે ખરચના.

એ પ્રમાણે આ હીદાયત ફંડ તરફથી માસીક રૂ. ૧૪૫) નો હાલ ખરચ છે, અને

૧૪૫ મીરવાહા ગોરછાનીના મોઅલ્લીમને માસીક રૂા. ૧૦) અપાય છે તે મળી રૂ. ૧૫૫) થાય છે, પણ હાલ કેટલાક મહીના થયાં તેઓ રજા ઉપર ગયા છે તે આવ્યા નથી.

આ હીદાયત ફંડથી જે ફૈઝ થયો અને થાય છે તે મશહુર છે એટલે સુધી કે એક હીંદુ મુસલમાન થયો, અને બે ત્રણ સુન્નત જમાત શીઆહ થયા, અને આપણા ઘણા બીરાદરોને હીદાયત થઇ, અને કેટલાંક ગામોના બાળકો અને બાળકીઓ કુરઆન, ઉરદુ અને મસાએલ શીખ્યાં, અને કેટલાંક ભાઇઓ અને બાઇઓ નમાઝ પડતાં શીખ્યાં અને નમાઝ ચાલુ કરી એ સરવેનો સવાબ પાછળ વાંચી વાકેફ થાઓ.

વસ્સલામ.



# ( ૧૨ )

# ઈલ્મદીન અને હીદાયત.

હ૦ રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ ફરમાવ્યું કે તલબુલ ઇલ્મો ફરીઝતુન અલા કુલ્લે મુસ્લેમીન વલ મુસ્લેમાત એટલે ઇલ્મેદીન શીખવું તમામ મુસલમાન મરદો તેમજ ઓરતો ઉપર ફરજ છે. અને એજ હઝરતે ફરમાવ્યુ છે કે જે કોઇ ઇલ્મ શીખનારની એક બાગેલી કલમ થકી મદદ કરે તો પણ એટલો સવાબ છે કે જાણે તેણે અબુકોબયસ નામના પહાડ જેટલું સોનું રાહેખુદામાં આપ્યું. હ૦ ઇમામે જાફરે સાદીક અ૦ થી મનકુલ છે કે ઇલ્મ શીખનારાવાળા માટે દરેક ચીજ ઇસ્તીગફાર કરે છે ત્યાં સુધી કે દરીયામાં માછલીઓ અને ઉડતા પંખીઓ પણ તેના માટે ઇસ્તીગફાર કરે છે હ૦ અમીરૂલ મોઅમેનીન અ૦ થી મનકુલ છે કે દીનના આલીમો પાસે એક કલાક બેસવું તે ખુદાને હજાર વરસની ઇબાદત કરતાં વધારે પ્યારૂં છે. હ૦ ઇમામે મોહમ્મદ બાકીર અ૦ ફરમાવ્યું કે જે આલીમના સબબથી લોકોને ઇલ્મેદીનનો ફાયદો પહોચે તે આલીમનો મરતબો સીતેર હજાર આબીદો કરતાં વધારે બેહતર છે. હ૦ રસુલે ખુદા સ૦ ને પુછવામાં આવ્યું કે એક શખસ એવો છે કે ફકત વાજીબ નમાઝ અદા કરી લોકોને ઇલ્મેદીન તાલીમ કરતો હતો, અને બીજો શખસ હમેશાં દીવસના રોઝા રાખતો હતો અને આખી રાત ઇબાદત કરીને જાગતો હતો, તો એ બન્નેના મરતબામાં કેટલો ફેર છે ! આપે ફરમાવ્યું તમો માના એક અદના શખસ ઉપર જેવી મારી ફઝીલત છે તે પ્રમાણે તે આબીદ કરતાં ઇલ્મેદીન શીખાવનારની ફઝીલત છે. અને એજ હઝરતે ફરમાવ્યું છે કે કોઇ શખસ એટલા માટે ઇલ્મ શીખે કે ખાસ ખુદાની ખુશી માટે લોકોને ઇલ્મ શીખવે તો ખુદાએતઆલા તેને સીતેર પયગમબરોનો અજર અતા ફરમાવશે.

હદીસમાં છે કે એક વખત હ૦ રસુલે ખુદા સ૦ કોઇ જગોએ જતા હતા રસ્તામાં કોઇ કબરસ્તાનમાંથી પસાર થયા તે વખતે આપે અસહાબોને ફરમાવ્યું અહીંથી જલદી ચાલો, અને પાછા આવતી વખતે અથવા બીજા કોઇ વખતે આપ એજ કબરસ્તાનમાંથી પસાર થયા તે વખતે આપે અસહાબોને ફરમાવ્યું કે અહીંથી આહીસ્તા ચાલો, પછી અસહાબોએ અરજ કરી કે પહેલી વખત જલદી ચાલવાનું અને બીજી વખત આસ્તે ચાલવાનું ફરમાવ્યું તેનું શું કારણ હતું ? આપે ફરમાવ્યું એ કબરસ્તાનમાં એક ગુનેહગારની કબર છે, પહેલી વખતે તેના ઉપર અઝાબ થતો હતો તેથી ત્યાંથી જલદી નીકળી જવાનો હુકમ કર્યો એટલા માટે કે દરેક શખસને ખુદાના અઝાબથી ડરવું લાઝીમ છે, અને બીજી વખતે આસ્તે ચાલવાનું એ કારણ હતું કે એજ ગુનહગાર ઉપર તે વખતે ખુદાની રહમત નાઝીલ થતી હતી, કેમકે એ ગુનેહગારનું એક બચ્ચું હતું તેને તેના ઉસ્તાદે બીસ્મીલ્લાહીર રહમાનીર રહીમ શીખવ્યું તો ખુદાવંદે કરીમે એ સબબથી ગુનેહગારને બખશી આપ્યો અને અઝાબને બદલે રહમત નાઝીલ ફરમાવી તેથી આહીસ્તા ચાલવાનો હુકમ આપ્યો, કેમકે દરેક ઇનસાનને ખુદાની રહમતની નજીક રહેવું જોઇએ. અને હદીસમાં છે કે જે શખસ દીનનું ઇલ્મ શીખતાં શીખતાં ગુજરી જાય

તો ખુદાવંદ કરીમ તેને શહીદોની સાથે દાખલ કરશે, અને જે શખસ દીનનું શીખવા માટે ઉસ્તાદને ઘરે જાય તો જેવી રીતે મસજીદમાં નમાઝ પડવા જનારાઓને દરેક કદમ ઉપર સવાબ લખાય છે તે પ્રમાણે તેના માટે પણ સવાબ લખાય છે, અને માબાપ ઉપર વાજીબ છે કે પોતાના બચ્ચાને ઇલ્મ શીખવાડે, અને નહીં શીખવાડે તો કયામતના દીવસે બચ્ચાઓ ખુદા પાસે ફરીયાદ કરશે.

જ્યારે ઇલ્મેદીન શીખવાની એટલી તાકીદ અને અઝીમ સવાબ વારીદ થયો છે તો આપણને લાઝીમ છે કે દુનીયા કમાવાના ઇલ્મ શીખવામાં બચ્ચાઓનો જેટલો વખત રોકીએ તેથી ઘણો મોટો ભાગ ઇલ્મેદીન શીખવાડવામાં રોકવો જોઇએ, પણ અફસોસ તો એ છે કે ખુદા રોજીનો જામીન થયો છે છતાં તે મેળવવાનું ઇલ્મ શીખવાડવા માટે બચ્ચાઓને પંદર વરસની ઉમર સુધી હમેશાં આઠ દસ કલાક મહેનત કરાવીએ છીએ, અને જે કાયમ અને દાયમ રહેવાનું મકાન એટલે જન્નત વગર મેહનતે આપવાનો ખુદા જામીન થયો નથી તેના હકદાર થવાના ઇલ્મ શીખવાડવામાં આઠ દસ કલાકમાંથી એક બે કલાક પણ આપતા નથી એ કેટલી મોટી ભુલ છે !

છેવટે દુઆ કરૂં છું કે આ ફંડમાં જેઓએ જેટલી જેટલી રકમ ભરી અને તેની મદદ માટે જેજે કોશીશ કરી, અને હવે પછી રકમો ભરે અને કોશીશ કરે એ સરવેને ખુદાએતઆલા બેહક્કે મોહમ્મદ વ આલે મોહમ્મદ સ૦ જઝાએ ખયર અતા ફરમાવે, અને દુનીયાની તમામ મુસીબત અને બલાથી બચાવીને આખેરતમાં જન્નત અતા કરી આકાઓના પાડોસમાં આલીશાન જગો ઇનાયત ફરમાવે ( આમીન ).

લા. હાજી નાજી.

## ઇલ્તેમાસ.

આ ફંડ જો કે ઘણુંજ નાનું છે, કે તેની ઊપજમાંથી એક માણસનો પણ પગાર ચાલે નહીં, પણ અસલ રકમ આવે તેમ વાપરવાનો કાયદો રાખવાથી પચાસ હજારના ફંડથી જેટલો ફૈઝ પહોંચે તેટલો ફૈઝ હાલ આનાથી પહોંચે છે, કેમકે દર મહીને દોઢસો રૂપીઆનો ખરચ રાખ્યો છે, અને જેમ વધારે રકમ આવશે તેમ ખરચ વધારવામાં આવશે, માટે આ ફંડમાં રકમો ભરી સવાબનો ખજાનો નજરની સામેજ ભેગા થતો જુઓ.

કોઇને મુળ રકમ રાખી નફામાંથી હીદાયતના કામમાં વાપરવા મરજી હોય તો તેવો પણ કાયદો છે માટે એક વખત મે૦ કરી તમામ કલમો વાંચી વાકેફ થાઓ.




આ ફંડના મેનેજર હાજી ગુલામેઅલી હાજી ઇસમાઈલ, અધીપતી રાહેનજાત, બાગેનજાત, અને નુરેઈમાન, કુરઆને શરીફની તફસીર, હદીકએ શીઆહ, અહવાલુન્નીસા, હુરેબેબહા, વી૦ વી૦ ૧૨૫ કીતા- બોના કરતાએ પોતાના ઈસ્નાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ- માં છાપ્યુ, તા૦ ૧૮ ઝીલહજ ઈદેગદીર, સને ૧૩૨૬ હી૦ સંવત ૧૯૬૫ વીક્રમાજીત, સન ૧૯૦૯ ઈ૦

અમદાવાદ પાંચપટ્ટી, ગુજરાત.

